ॐ परमात्मनेन्मः

श्री शामलीआ गीरधारीलालनो सलोखो

तथा वेद मुर्ती

# विप्र सुबोध रसीक गायन

तथा

## क्रसण बालक्रीडानी पंदर तीथो

दोहरो

इडरगड सोहामणो; सायरामां रेहेवास
ग्नाती अवदहीच विप्रछु; नाम छे कालीदास

---

बनावनार

**कालीदास मणीरांम पुरोहीत**

छपावी प्रसीध्ध करनार
त्रीभोवनदास नथुराम त्रवाडी
मुंबाइ
संवत १९६० सन १९०४

---

कींमत बे आना
श्री "कमर" प्रींटींग प्रेस मुंबई.

# શ્રી શામળીઆલાલ નો સલોખો

સરસ્વતિ માતાને લાગું રે પાય; સહાયથાઓને મારી તું માય.
હંસવાહને, બીરાજો આપ; રાતદીન હું કરૂં રે જાપ.
મેહેર તમારી હોય જો માત; સંક્ષેપે કહેવી છે મારે એકવાત.
મહા હતા જે મુઢ સાક્ષાત; તેઓને બુધ્ધી આપીરે માત.
પામર પ્રાણી. હું પણ જાણો; દયા રૂદેમાં જરા એક આણો.
કર જોડીને કરૂં રે વીનંતિ; ધણી આપજો, સારીજ મતી.
રૂડુ જુવો ભાઇ ગુજરાત જ્યાં; કાચુ સોનું તે પાકે છે ત્યાંય.
અડાઅડર, મોટુ છે શેહેર; જેને શામળીયા તણી છે મેર.
ત્યાંથી બીજું છે ટિંટોઇ ગામ; તેની નજીક, શામલીયાનું ધામ.
કહું શામળી આ તણો સલોખો, એક ચીતથી સાંભળજો લોકો.
પ્રથમ સતિયુગ, હતો તે જયારે; રાજા હરીચંદરનું રાજ્યજ ત્યારે.
યજ્ઞ કરીને માગ્યો ત્યાં વર; દેવે રોહીદાસ, આપ્યો કુંવર.
ચારે બાજુએ ડુંગર બહુ; તેની શોભાનો પાર ન લહું.
જ્યારે લોકો તે, શામળીએ જાય; કોસ બેથા તે દેરી દેખાય.
ડુંગર ઉપર દેરી તે જાણો; ભાઇ બેન તે, નામજ માણો.
ઉપર દીસે છે રૂડુ તલાવ; તેની પાસે છે સુંદર વાવ.
રૂષી મુની, ઘણા રહે છે ત્યાંય; સુનાની જડીત સારી છે ભોંય.
ફરતો ડુંગર રૂડો રસાળ; મધ્યે બીરાજે, શામલીઓલાલ.
સંક્ષેપ વાતોમાં સગળુ રે ગાઉં; થોડું ગાઇને ખુસીરે થાઉં.
પહેલા રણછોડ, રાય બીરાજે; મણી શોભાને હનુમંત ગાજે.

શંકર તણું ત્યાં દેવલ છે ભારી; સુરજ કુંડની, શોભા છે સારી.
સ્નાન કરે જો નર કે નારી; પ્રાયશીત તેનું જાયજ ભારી.
આંબ્યોના ગબરો, તેણેરે ઠામ; ગંગા સરીખુ તેનુરે ધામ.
ત્યાંથી અગાડી જુવોને વીર; ખાખ્ય ચોકનું શોભે મંદીર
તેની પછવાડે, મંદીર છે ભારી; ત્યાં તો બીરાજે ગોવર્ધનધારી.
તેના સન્મુખ મોટું રે ધામ; શોભે છે ત્યાંતો, વીશ્વેસ્વરસામ.
શોભા તેની નૌતમ સારી; તેના અગાડી તલાવ છે ભારી.
કમળ કુંજતે, નામજ જાણો; શ્નાન કરે જો રંક કે રાણો.
પ્રાયશીત તેનાં તો સગળાં જાય; ફુલ કમળનાં, અતીસે થાય.
ગણા લોકો પ્રેત સલ્લાયે જાય; ત્યાં તો પ્રતોની મુત્કીરે થાય.
અતીસે દેવળ, ગણાં છે સાર; ગણતાં કહેતાં નવ આવેરે પાર.
બીજી બ્રંહ્માની મુર્તી કહેવાય; જે છે પથ્થીના, ઉપાસીક રાય.
બાલક બેઠાં છે તેમની પાસ; જુના દેવળનો ત્યાં છે અવાસ.
હાલ દેવળ ત્યાં, ગણાં છે ભારી; દરશન કરે જો નરકે નારી.
ગરભવાસ તે ફરી નવ આવે; સ્વરગ તણું તે, પદજ પાવે.
શામલીયાનુ તે વરણુન કરૂં; એક ચીતથી ધ્યાનજ ધરૂં.
પહેલો આવેછે ચતુરા ચોક; આરામ કરેછે જાત્રાળુ લોક;
સરસ બોંમી તે નીશ્ચરે જાણો. બેસો ઉઠોને, મોજજ માણો.
ફરતી ગલેરી શોભે છે અતિ; બેઠામાં શોક ન રહે રતી.
ફરતાં આવે છે, દીવાની લેન; જોતામાં થાય સુખજ ચેન.
ત્યાંથી જુવોને અગાડી સાર; હસ્તીની જોડ, ઉભી નીરધાર.
ચરણુ મોટાને દીર્ગ સ્વરૂપ; દાંતની શોભા દીશે અનુપ.
સોનેરી જુલો, નાંખી છે વલી; જાણે ચાલશે હાલજ ગડી.
સ્વાર બેઠા છે માવત સાર; હાથમાં અંકુશ, લીધા નીરધાર.

સામા સામી તે હસ્તીની જોડ; નમળે કાંઇ ખાંપણ કે ખોડ.
ચતુરા ચોકમાં, કૌતીક થાય; ગણા માણસો ગીતજ ગાય.
ત્યાંથી પેઠા જ્યાં દરવાજા માંહે; ઉભા છડીદાર, જુવોને ત્યાંહે.
જય વીજય તેમનું નામ; સુંદીર શોભીતને ઉભા તે ઠામ.
મંડાલ સોનેરી, શીશજ શોભે; લલાટે તીલક ઉભુજ ઓપે.
તંબોલ ચાવે છે મુખજ લાલ; જાણે બોલશે, સુણો ભાઇ હાલ.
શજા માહી તેડું પીઆની જોડી; સોનાની કંઠી પાછળ અંકોડી.
કોટ પહેરયા છે, સફેત વરણ; શોભે છે તેના નૌતમચર્ણ.
બાંધે પટા છે શ્યામળીયાતણા; શામળીયા, સન્મુખ ઉભા બે જણા.
છડી પકડી છે વામ તે ભુજ; માળા લીધી છે જમણા અંગુજ.
ભક્તો ઉભાછે થોકોરે થોક; ત્યાં સુંદીર સોહે માણેક ચોક.
માણેક ચોકની શોભાશી કહી શું; શામળીયાચરણ, પેલા તે જમશુ
ચારે પહોર ત્યાં ચોગડીઆં વાજે; પહેલે ચોગડી એ શામળો જાગે.
અનેક પ્રકાર નાં થાય છે ગાન; ચમન થાય છે સુણી ને કાન.
પગથીયાં રૂડાં સુંદીર છાજે; સન્મુખ શામળીયો લાલ બીરાજે.
મુગટ સોનેરી શીશપર ધરીયો; સવાલાખનો હીરોતે જડયો.
સવાસોહીરા એવાતે પડયા; નવગ્રહોને તેમાંતે જડયા.
શાસ્ત્રો બ્રહસ્થતિ મુગટમાં ગાજે; મુગટ ના મધ્યે સુરય બીરાજે.
સોળેકલાનો સુરય કહેવાય; તેવી ત્યાં મુગટ તણી શોભાય.
કાને સુંદીર કુંડળ સાર; લેલાટ મધ્યે તીલક છે બાર.
નેત્ર ભ્રુગુટી દીસે છે લાલ; કેવા શોભેછે સુદીર ગાલ.
નાક શોભેછે અતિરસાલ; વાંકડી મુછોને સુંદરછે બાલ.
તંબોલ ચાવેછે હોઠજ લાલ; ખુચી કાહેખીને આવેછે વ્હાલ.
ઠની શોભા અતીજ ભારી; સુંદીર ઉભા છે ગોવર્ધનધારી.

કંઠી દોરો ને ટુંપીઆ સારા; ફુલના હાર શોભે છે ન્યારા.
સહસ્ત્ર દાગીના કંઠની માંહે; અતી ચલકાત મારે છે ત્યાંહે.
વાઘો કેસરીયો રૂડો ગરકાવ; સોનેરી સોભે રૂડો જડાવ.
ફુલડાંના તોરા અતી રસાલ; સુદીર શોભેછે મોતી નાહાર.
દુપટો અમુલ્ય નાખ્યો છે ખંધ; રૂડાં જડીઆછે બાજુરે બંધ.
સુંદીર ઉભાછે જુઓ ઘન સ્યામ; જેની કાંન્તીએ લાજેરે કામ.
જેની ફુંકેતે તુટેજ પહાડ; જેના વજ્રથી વસમાં છે હાડ.
જેની કંઠે તુલસી માળ; પેરયું પીતાંબર રૂડુ રસાલ.
જબકે અમુલ્ય પીતાંબર ત્યાંય; કહેતાં છબી ન આવેરે ક્યાંય.
જેના ચરણથી ચંપાય શેશ; જેના વાકડીયા કાળા છે કેશ.
જેની કંઠે છે કુસુંમ નો હાર; કાયા કુસુમથી દીસે કુમાર.
જેનાં વકને લાલ લોચંન; જેનુ સોમથી શુભ વદંન.
જેનુ અકળ કલાયન રૂપ; સુંદીર ઉભા મંડળના ભુપ.
ભુજ શોભે છે સુંદીર વેદ; કોઇ ના જાણે તેમણો ભેદ.
કૌમોદકીગદા હસ્તેજ ધારી; શુય વખાણું ચત્રભુજ ધારી.
શંખા શુરને રાખ્યો તે સર્ણું; ચતુ ભુજ ચીંતા મણો જવર્ણું.
મંદીર શોભીતુ સુંદીર છાજે; મધ્યે સામલીયો લાલ બીરાજે.
સન્મુખ ગરૂડે જોડયા છે હાથ; સહસ્ત્ર નાગ લીધા છે સાથ.
શામલી યાતણી પ્રદક્ષણા કરે; લક્ષ ચોરાસી કદી ના ફરે.
દીપ માલ ની શોભાશી કહું; તારા મંડલ જાણો તે સહુ.
સુંદીર હીચોળો સોનાનો જાણુ; હીંચે બેસી ત્યાં માધવ પર માણુ.
દેવળમાં આનંદ થાય છે બહુ; મગન મનથી ચાલે છે સહુ.

ત્રણે કાળ ત્યાં પુજન થાય; આરતી વખતે સહુ ત્યાં જાય.
ભક્તો કુદે છે લાવો ત્યાં પ્રેમ; ગાંધરવી નાચ થાય છે જેમ.
ચોગડીયાં નો બત વાગે છે અતી; કાને શબ્દ પડેન રતિ.
ત્રણે માલનું દેવળ છે ભારી; સુંદીર શોભે છે બારી અટારી.
ભમ્મર ભુલીયો બાંધી છે ગણી; જાણે શોભે છે પારસ મણી.
આરસ પથ્થર નો સઘળો જડાવ; એવો દેવળનો અધ્ભુત દેખાવ.
દેવીઓ દેવ રૂપીને મુંની; સઘળા બેઠા જેમ વાળીમાં ચુંની.
નથીની શોભે જેમ સુવરણ તણી; તેમાં હીરા મણી શોભેજ ગણી.
એવી રોતના ત્રણે છે માળ; દાદરા મુકયા અતી રસાલ.
માણેક ચોકમાં થઇને જવાય; ઉપર ચડતાં સઘળુ દેખાય.
કનક ના કલસ શોભે છે ત્રણ; રાજા કનક સિહ કરયા અપરણ.
રાજ્ય તેમનું અચલ રહે; રૂસી મુંની પણ તેમજ કહે.
ધજાઓ ફરકે લાલને ભુરી; જાણે શોભે છે ઇંદ્રની પુરી.
આપની માયાનો કોઇન જાણે પાર; દેવનિ સારૂ ધરીયા અવતાર.
વાસવને સારૂ વામન થર્યા; બલી રાજાનાં સંકટ લહયાં.
કૌરવનું દલ આપે કપાવ્યુ. પાંડવો ને રાજ્ય આપે અપાવ્યુ;
કુંભ સુતાને આપે તે છળીએ; સાત તાળ વીધી વાલી વધ કરીયો.
એક નામથી અજા મેળ તારયો; જલ ધીસુત જાળંધર મારયો.
રાજા દસ રથને ત્યાં અવતરીયા; યગ્નનું રક્ષણ કરવા સંચરીવા.
રામ લક્ષમણ ને સીતારે માત; વંન ચાલ્યા તે પોતે સાક્ષાત.
કુટુંબ સહીત રાવણુને મારીયો; ભક્ત વીભીસણ પોતે જ તારીયો.
વલી કૃસ્ણ અવતાર ધરિયો; સોળ સહસ્ત્ર શોભે રાણીયો.

માંમો કંસને મારીજ મારી; જમુનાની તીરે ગૌધન ચારી.
પ્રલ્લાદ સારૂ નરંસિહજી થયા; ઘણા પાપીને પોતેજ લહયા.
વાસુદેવના કહેવાયા બાલ; ધન્ય ધન્ય તમે શામળીયા લાલ.
ધન્ય પુજારી શામલીયા તણા. તમારા તપમાં નહી કાંઇ મણા.
લક્ષ્મી રામતે નામજ કહાવો; તેતો લેશે ભાઈ સ્વર્ગનો લાવો.
સંવત ઓગણીશે અઠાવન જાવ; માસ કાર્તીક રૂડો કહેવાય.
શુકલ પક્ષની અષ્ટમી જાણ; સલોખો કીધો રૂડો પરમાણ;
વારતે રૂડો હતોજ બુધ. કામ થયુંતે મારૂંજ શુધ.
શામલાજી થી કોસજ બાર; ગામ સાયરા રૂડુ નીરધાર.
મણીરામનો સુત કહેવાય; ગુણ સામલીઆ તણાજે ગાય.
રંક કાલીદાસ સ્તુતીજ કરે; ગણા હેતથી ધ્યાનજ ધરે.
સંકટની વારે ચડસે મોરારી; જય જય શામલીઆ લાલ ગીરધારી.
ગુરૂ પ્રતાપે કહેછે કરજોડી; ભજો કૃસણ ને આલસ છોડી.
ભુલ ચુક જો હોય કદાપી; મીત્ર ભાઇ઼ઓ તે માગુંછું માફી,
પુરા મનથી વાંચે જે જંન; આપે શામલીઓ તન મન ને ધંન
શીખે સંભલાવે તેના પોચે જકોડ; જય જય બોલો શ્રી રણછોડ,

।। શ્રીરસ્તુ ।।



## ૭

# વિપ્ર જ્ઞાતિબોધ

## રાગ વણજારાનો

સૌ વિપ્ર ભાઇઓને નમસ્કાર, કરજોડી તથકીરે અંગીકાર ટેક

સીંધુ રૂપી સંસારથી તરાયે, એનો ઉપાય રૂડોરે કરીયે,

છોડો કંન્યા વિક્રય નીર્ધાર, સૌ વિપ્ર. ૧

કરો સ્વજ્ઞાતીમાં ઠરાવ પુત્રી તણું જે ધન લાવ

તેને મુકો જ્ઞાતીથી બહાર સૌ વિપ્ર. ૨

પુત્રી સાટે પરણ્યો જે બાપ તેતો અવતરસે જેરી સાપ

નહીં થાય તેનો ઉધ્ધાર સૌ વિપ્ર ૩

પુત્રી વિક્રય કરશે બાપ તેને શીર લક્ષ ગાયોનું પાપ

અરે તે કસાઇને ધીક્કાર સૌ વિપ્ર ૪

ભગની વીક્રય કરવા ગયો ભાઈ નીચ યોનીમાં થાસે કસાઇ

ત્રીજે અવતરસે છીનાળ સૌ વિપ્ર. ૫

પુત્રી વેચો છો તમોરે ભાઇ પોતે વેચાવો નીચ ઘેર જાઇ

શું ઘેલા થયા છો અપાર સૌ વિપ્ર. ૬

પુત્રી વેચ્યાથી શું થઇ પેર ભટકયા આપણુ શોધરો ઘેર

દે છે શો આપણુને ધીકકાર શૌ વિપ્ર. ૭

નથી જુવો પુત્રીને ઘરબાર નથી જુવો પુત્રીને ધન ભંડાર

સારૂ જુવો કુલને ભરથાર શૌ વિપ્ર. ૮

કરો કંકુને કન્યાય છોડો ભારી તમો અન્યાય.

જેમ પ્રસંન્ન. ાાય મોરાર શૌ વિપ્ર૦ ૯

જો વેચવા જે કોઇ જાય તે તો ગાંચી તણો બેલ થાય

ગણો અતીશે ખાયજ માર સૌ વિપ્ર૦ ૧૦
કન્યા દાનનું પુન્યજ મોટું ગીના વેદ પુરાણુ શું ખોટું
ધન્ય કંન્યાનું દાન દેનાર સૌ વિપ્ર૦ ૧૧
કંન્યા શરીરે જેટલા બાલ સ્વર્ગ ભોગવશે તેટલા કાલ
કંન્યા તણું જે દાન દેનાર સૌવી પ્ર૦ ૧૨
ઘણાદાનોમાં કંન્યાનું દાન જેમ દેવોમાં ભગવાન
જુવો શાસ્ત્ર પુરાણુ અપાર સૌવી પ્ર૦ ૧૩
કરશો નહી બંધુ કોઇ કરોધ શાસ્ત્ર વાંચીને લ્યોસારો બોધ
જેથી જ્ઞાન થાય અપાર સૌ વિપ્ર૦ ૧૪
કરો સંધ્યા આદી ખટકર્મ ખરો સાંચવો આપણો ધર્મ
કરો ગાયત્રી મંત્રનો ઉચ્ચાર સૌ વિપ્ર૦ ૧૫
કરો ત્રીકાલ સંધ્યા ભારી પ્રસંન થાય જેમ ત્રીપુરારી
કરો વેદ તણો સ્વર ઉચ્ચાર સૌ વીપ્ર૦ ૧૬
પાઠ શાળાઓ રૂડી મંડાવો રૂડા બાલકોને સમજાવો
જેથી સફળ થાય અવતાર સૌ વિપ્ર૦ ૧૭
સૌથી મોટો આ વિપ્ર અવતાર નહી આવે ફરી કોઈ વાર
હીંમત લાવીને ભજો મોરાર સૌ વિપ્ર૦ ૧૮
વિસણું ચરણુની પાસે આવ્યા દેહ કેટલા એક ગુમાવ્યા
જેથી ઉતરીએ ભવપાર સૌ વિપ્ર૦ ૧૯
જો જો બંધુ કોઇ ફસાસો લક્ષ ચોરાસી પાછા જાસો
કરજો દીલ સાથે વીચાર સૌ વીપ્ર૦ ૨૦
કહે કાશીદાસ કર જોડી મુજમતી છે ગણી થોડી
ક્ષમાસો કુસ્સે નહી લગાર સા વિપ્ર૦ ૨૧

૯

# શ્રી ક્રસ્ણ બાલ ક્રીડાની પંદર તીથી

— —

સખી પડવેના પંથ ચાલ્યોરે, માહાવનનાતે મારગ જાલ્યોરે;
આથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતીરામ રૂદેમાં રહેજોરે;—એ રાગ
સખી પડવે પુરસોતમ આવ્યા રે; વાસુદેવ તણે મન ભાવ્યારે;
દેવ સરખાને જાણે માયા, શામલીયાજી શરણમાં રાખોરે; ૧
સખી બીજે બાલક રૂપે થયારે, મથુરાં મુકીને ગોકુલ ગયારે;
જસોદાયે પોતાના લહયા શામલીયાજી, ૨
ત્રીજે કંસનો મુગટ પડીઓરે, જાણે શતરૂ મારો ગડગડીઓરે;
જાણ્યું દેવકીને પુત્ર અવતરીઓ; શામ૦ ૩
ચોથે ચૌદ ભોવનનો નાથરે, જસોદા ચાંપે રૂદી ચાનીસાથેરે;
વાંકડીઆ કેશ સોભે માથે, શામલીયાજી ૪
પાંચમે પાપી કંસ જેકાવેરે, માશી પુતનાને ત્યાં બોલાવેરે;
વીખના સ્તંન ભરી ત્યાં આવેરે શામ૦ ૫
છઠે છોગાળો પારણે હીંચેરે, માસી જોઇને આંખજ મીંચેરે
પુતના મરણથી પડી ત્યાં નીચે શામ૦ ૬
સાતમે શ્રી હરી છોટારે, બલભદ્રજી તેમનાથી મોટારે;
ગૌ ચારવા પકડયા છે સોટા શામ૦ ૭
આઠમે યુમનાની તારરે, સાથે ગોવાલીયાને બે વીરરે;
કાલીનાગ નાથ્યો રણધીર શામ૦ ૮
નવમીએ જુઓને મોરારોરે, પુર્ણ ખીલી છે ચાંદની સારીરે;
રાસલીલા કીધી અતી ભારી, શામ૦ ૯

દશમે અક્રૂર તેડવા આવેરે, ચાલોકંસ તમને તેડાવેરે;
ક્રશ્ણ બલભદ્ર ત્યાં જાવે, શામ૦ ૧૦
એકાદશી અક્રરે જોડો ગાડીરે, જુઠા કાનજી શું માયા લગાડીરે;
ગોપીએ આણુદીધી છે ત્યાં આડી શામ૦ ૧૧
બારસે બળવંતે તાકયુંરે, કંસ રાયનું ધનુસ ભાગ્યુરે;
ત્યારે કંસને વસમુ લાગ્યું શામ૦ ૧૨
તેરસે તારી કુબજા નારરે, હસ્તી કોડીઓ માર્યાં ઠારરે;
અતુલ્ય બળ એ જુમદાધાર. શામ૦ ૧૩
ચૌદશે ચત્રભુજ ધારીરે, કંસના દૈત્યોને નાંખ્યા મારીરે;
આવ્યા કંસને ચોક મોરારી શામ૦ ૧૪
પુનમે પરિબ્રહ્મ જોજાપેરે, મામા કંસનુ મુસ્તક કાપેરે;
તેતો મરીયો પોતાને પાપે, શામ૦ ૧૫
એવી પંદર તીથો થઇ પુરીરે, એમાં એક નથી અધુરીરે;
કાલીદાશની વાણી મધુંરી શામ૦ ૧૬
જે સાંભલે શીખેને ગાયરે, તેનાં પ્રાયશ્રીત સગળાં જાયરે;
તેનીવારે શામળીયોજી ધાય, શામલીઆજી શરણુમાં રાખોરે;

સમાપ્ત

# શ્રી શામલાજી ના પરંભક્તો આ ચોપડીમાં અગાઊથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

| પ્રત. | | નામ | ગાંમ. |
|---|---|---|---|
| ૧૦૧ | ત્રવાડી | ત્રીભોવનદાસ નથુરામ | ઉઝેડીઆ |
| ૫૦ | પરોત | ભાઈશંકર મણીરાંમ | સાયરા |
| ૨૫ | પરોત | હીરપાશંકર મણીરાંમ | સાયરા |
| ૨૫ | પંડયા | મોતીરાંમ તુલજારાંમ | ગડાદર |
| ૨૫ | વ્યાસ | મુળશંકર હરદેવરાંમ | ખેરાડી |
| ૨૫ | પંડયા | દેવશંકર પુર્ણારામ | સાયરા |
| ૨૫ | આચાર | સાંકલેશ્વર મોતીરાંમ | અડપોદરા |
| ૨૫ | જોસી | કાલીદાસ મયારાંમ | રૂપાલ |
| ૨૫ | આચાર | કાલીદાસ દોલતરાંમ | સાયરા |
| ૨૫ | પંડયા | કાલીદાસ રૂપરાંમ | ગડાદર |
| ૨૫ | ગોર | છગનલાલ નથુરાંમ | ગડાદર |
| ૧૫ | પંડયા | જેઠારાંમ મોતીરાંમ | ગડાદર |
| ૧૦ | પંડયા | અભેરામ મોતીરાંમ | ગડાદર |
| ૧૦ | પંડયા | મોહનલાલ ભાઇશંકર | ગડાદર |
| ૧૦ | પંડયા | પરમાનંદ પ્રાણનાથ | ગડાદર |
| ૧૦ | મહેતા | દોલતરામ હરીરાંમ | ગડાદર |
| ૧૦ | પંડયા | કાલીદાસ ભવાનીશંકર | ગડાદર |
| ૧૦ | પંડયા | કાસીરાંમ રવીદત | ગડાદર |
| ૧૦ | પંડયા | ઉદયરાંમ હરજીવન | ગડાદર |
| ૧૦ | પંડયા | ઊદયરાંમ કાશીરાંમ | ગડાદર |
| ૧૦ | પંડયા | પુંજીરામ રૂપરાંમ | ગડાદર |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | વીઠલભાઈ | બહેચર સાયરા | સ્કુલ માસ્તર |
| ૨૫ | શા. | દોલાચંદ લીલાચંદ | સાયરા |
| ૧૫ | શા. | પુરશોતમ મોતીચંદ | ,, |
| ૧૦ | શા. | જેઠાલાલ ભવાનીદાસ | ,, |
| ૧૦ | શા. | ભગવાંનદાસ દવારકાંદાસ | ,, |
| ૧૦ | શા, | મોતીચંદ પરભુજી | ,, |
| ૧૦ | ગાંધી. | કાશીદાસ જેઠાદાસ | ,, |
| ૧૦ | શા | ડુગરચંદ અમરચંદ | ,, |
| ૧૦ | રાજસંગ | ઉમસંગ સાયરા મુખી | પટેલ. |
| ૧૦ | જોસી | ગુલુભાઈ હરજીવન | મુંબાઇ |
| ૧૦ | શા. | હીરાલાલ મોતીલાલ | મુંબાઇ |
| ૫ | શા. | નાગરમલ સુખરામજી | લક્ષમણગડ |
| ૨૦ | ગોર | કેશવલાલ લક્ષ્મીરાંમ | સરડોઇ |
| ૧૦ | ગોર | મોહનલાલ દેવરાંમ | ,, |
| ૧૦ | ગોર | વેણીરાંમ દેવરાંમ | ,, |
| ૧૦ | આચાર | હરગોવીદ આત્મારાંમ | ,, |
| ૧૦ | ત્રવાડી | અંબારાંમ નથુરાંમ | ,, |
| ૧૦ | ત્રવાડી | પરસોતમ નથુરાંમ | ,, |
| ૧૦ | ગોર | છગનલાલ નરભેરામ | સરડોઇ |
| ૧૦ | ત્રવાડી | ગીરધર કાલીદાસ | ,, |
| ૨૫ | આચાર | ઉદયરાંમ આત્મારાંમ | ,, |
| ૫૦ | ઠાકર | મોહનલાલ મહીધર | ટીંટોઇ |
| ૨૫ | ઠાકર | સેવખરાંમ દામોદર | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ઠાકર | ભુરાલાલ દામોદર | ટીંટોઇ |
| ૧૫ | ઠાકર | ગીરધર દામોદર | ,, |
| ૧૫ | ઠાકર | છગનલાલ દામોદર | ,, |
| ૫૦ | મહેતા | શીવરાંમ જીવતરાંમ | ,, |
| ૨૫ | ભટ | ચતુરભુજ લીલાધર | ,, |
| ૧૦ | ભટ | દોલતરાંમ શંભુરાંમ | ,, |
| ૧૦ | ભટ | હરગોવીંદ લક્ષ્મીરાંમ | ,, |
| ૧૦ | રાવલ | નર્મદાશંકર જયશંકર | ,, |
| ૧૦ | વ્યાસ | મગનલાલ કેશવરાંમ | ટિટોઇ |
| ૧૦ | ભટ | શીવરામ મોતીરાંમ | ,, |
| ૧૦ | ભટ | કામેશ્વર વલ્લભરાંમ | ,, |
| ૧૯ | વ્યાસ | મનસુખ નરોતમદાસ | ,, |
| ૧૫ | વ્યાસ | ગીરધરલાલ નરોતમદાસ | ,, |
| ૨૮ | ભટ | લલુરામ કામેશ્વર | બંડોલી |
| ૧૦ | ભટ | કેશવરાંમ તુલજારાંમ | મેઢાસણ |
| ૧૦ | પંડયા | ખેમરાંમ કાલીદાસ | ,, |
| ૧૦ | ત્રવાડી | ધીરજરાંમ પ્રાણનાથ | કુકડીઆ |
| ૨૫ | વ્યાસ | નર્મદાશંકર કાલીદાસ | ટીંટોઇ |
| ૫ | ઠાકર | કીરપાશંકર શોભારાંમ | ટીંટોઇ |
| પ્રત. | | નામ | ગાંમ |
| ૨૫ | પંડયા | કેશવલાલ રવીદત | અડપોદરા |
| ૨૫ | પંડયા | ભક્તીરાંમ વાસુદેવ | ,, |
| ૧૦ | પંડયા | તુલજારાંમ જયશંકર | ,, |
| ૧૦ | પંડયા | શાંમલ નરભેરાંમ | ,, |
| ૧૦ | મહેતાં | વીઠલ જીવતરાંમ | ,, |

| પ્રત. | | નામ. | ગામ |
|---|---|---|---|
| ૧૦ | પંડયા | ઉમરેશ્વર કાંનજી | અડપોહરા |
| ૧૦ | પંડયા | રાજારાંમ માણુકેશ્વર | ,, |
| ૫ | આચાર | ગણુપતરાંમ હરજીવન | ,, |
| ૫ | ભટ | મગનલાલ ધનેશ્વર | ટીંટોઇ |
| ૧૦ | પંડયા | નીત્યારાંમ ઇશ્વર | મઊ |
| ૫ | ગોર | કીરપાશંકર હરજીવન | સડા |
| ૧૦ | પંડયા | અંબારાંમ મયારાંમ | ભાગપુર |
| ૫ | ભટ | શાંમળ બહેચર | સીણોલ |
| ૧૦ | ભટ | લજારાંમ રાજારાંમ | સીણોલ |
| ૨૫ | વ્યાસ | મહીધર કામેશ્વર | ખેડ |
| ૨૦ | શુકલ | ખેમરાંમ ગણુપતરાંમ | મુંનાઈ |
| ૧૦ | ભટ | ઉમેદરાંમ પ્રભાશંકર | ટીંટોઇ |
| ૧૦ | ઠાકર | મગનલાલ રાંમદત | ટીંટોઇ |
| ૧૫ | આચાર | ઉમેદરાંમ કામેશ્વર | મેઠાસણા |
| ૧૦ | ભટ | જેઠારાંમ વૈજનાથ | ટીંટોઇ |
| ૧૦ | ભટ | શાંમળલાલ પન્નાલાલ | ટીંટોઇ |
| ૧૦ | ભટ | ભુધરલાલ લજારાંમ | ટીંટોઇ |
| ૧૦ | વહોરા | પુરસોતમ કાલીદાસ | ટીંટોઇ |
| ૨૫ | બાંમણીઆ | મોતી જોરા | ગડાદર |
| ૧૦ | પાધ્યા | લલુશંકર પરભુરાંમ | લીલાશણુ |
| ૧૦ | વ્યાસ | જદુરાંમ કાસીરાંમ | કોટડાવાલા |

સમાપ્ત.